# કર્તાના પુસ્તકો.

મિનોચ મજાહ-ક્યાનિ કિર્તન-મધુરિકા ભાવિક ભક્તિ-રહેબરરેશાની (વા પાક રિપતામા-જરથુસ્ત્ર સાહેબની જીંદગીનો અહેવાલ) સગન સંગીત-(લગન-નવજોતના ગીતો,) માજદીયસ્નીની મોનાજાત, યાને ૩૩ ફીરેસ્તા યાને હરરોજની મોનાજાત-હિંદના દાદા-સંજાણની સરજાત યાને આતશની બુલંદી-નસીબનો નાઝ વાર્તા (શેઠ મુકાદમ બુકસેલર પાસેથી) મોહન મ્હાલ વાર્તા યાને સંસાર કે સ્વપ્ન સિંગાર-સ્વામી સેવા-રાજા શાહ જમશેદ રાગ કે વૈરાગ-વાર્તા-બરોપની સેવા-જીંદગીનું ભાણું ઈત્યાદીના કર્તા— "હુરમીઝ"

સર્વ હક કર્તાને સ્વાધીન છે.

આ પુસ્તક શ્રી જમશેદજી નસરવાનજી પીતીત પારસી ઑરફનેજ કૅપ્ટન પ્રિંટીંગ વર્કસ, નંબર ૧૪૧, લાલબાગ, પરેલ, મુંબઈમાં મી૦ મેહરજી બેહરામજી મીઠાઈવાલાએ છાપ્યું છે, અને મી૦ હોરમસજી શીરાજી મીસ્ત્રીએ દારોગા બીલ્ડીંગ, ગોવાલીઆ તલાવ, મુંબઈ મધે પોતાને માટે પ્રગટ કીધું છે.

૧૯૨૨

વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ

# દીબાચો.

જરથોસ્તી નીતિનાં ખ્યાલોનું પુસ્તક જેનું નામ 'હાદારનું હારેતાનું' [illegible] છે તે કર્તા મી૦ "હરમીસે", સંગીતના હમદીન શોખીનો માટે રચ્યું છે. ગેબી કાર્યે સાધન અસર ધરાવનાર ૧૦૦૧ ""સ્તોત" અને "અહુનવર"ના નાહની ગતિથી ઉત્પન થતા, અસલ કુદરતના રંગોના પ્રવાહોના નામોમાના, ફક્ત '૧૦૧' આપણી પાસે બચી રહેલાં છે, તેનો શબ્દાર્થ લઇને મી. હરમીસે ગાયન આકારમાં રજુ કર્યો છે. અસલતાં 'સ્તોત યસ્ત' ને કાયદે આ '૧૦૧ ઇસ્મ' ના બાતેન અર્થો, ઘણાજ ઉંડા, ગુહ્ય તથા દીલ-પજીર છે. અને એક એક ઇસ્મ ઉપર એક એક મોટું પુસ્તક લખાય એવી "તાવીલ" તેમાં સમાયલી છે. અને આ "૧૦૧" ઇસ્મ, ચોક્કસ કારંગાસર, ચોક્કસ સંજોગોમાં એક 'તસ્બીહ' યા એકથી વધુ 'તસ્બીહ' એમ ચાલુ ભણવામાં આવે છે અને પોતીકી 'સ્તોત' ને કાયદે ખાસ અસર ધરાવે છે. મી હરમીસે મ્હારી "આફરીન બા માઅની" નામની ચોપડીમાં જે શબ્દાર્થ ફક્ત મેં આ ૧૦૧ ઇસ્મના આપવાની કોશેશ કરી છે, તે શબ્દાર્થ ઉપરથી આ નામોનો અર્થ લઇને, ઘણીજ સરળ ભાષામાં જાણું જાતના રાગમાં ગાઇ શકાય તેમ આ ૧૦૧ નામો ગાયન રૂપે વણી લીધાં છે. ગાતી વખતે ફક્ત તેનીજ ઉપર ગાનારના વિચારો દોડે છે, અને સાધારણ પ્રકૃતિના મગજવાળાં છોકરાંઓ તેમજ બાનુઓ અને ગહસ્થો માટે આવા ઉંચ મીનોઇ "માથ્ર" યાને વિચાર ચાલુ રાખનારા ગાયનો, ખરેખર આવકારદાયક લેખાવાં જોઈએ. જોકે જરથોસ્તી દીનની ગુહ્ય બાબદોને લગતાં ગાયનો રચવાની કોશેશો, અવારનવાર મી. હરમીસ કરતા રહે છે, છતાં તે બાબદોને એવી તો સહેલી એબારતમાં મુકે છે કે, ગાનાર ઘણું સેહેજ વખતમાં તેની અંદર સમાયલા "મીથ્ર"માં લીન્ન થઇ શકે છે. મી. હરમીસની આ કોશેશો જરથોસ્તી ગાયન કળામાં પહેલ વહેલીજ છે. કેમકે અત્યાર આગમજ જરથોસ્તી ધર્મની બાબદોને આધારે બીજાઓ તરફથી ગાયનો રચવામાં આવેલાં છે તે ગાયનોમાં, અને મી. હરમીસની ગાયનોની વધુ ઉંડી બાબદોમાં ખાસ ફરક રહેલો છે. આ સ્થુળ ખેંચાણોના જમાનામાં જરથોસ્તી ધર્મની અસલ બાબદો અને ઉંડાણ રહસ્ય ગાયન રૂપે મી૦ હરમીસ બહાર પાડી "મીથ્ર" યાને વિચારોને કાયદે હમદીનોમાં નીતીવચન, શ્રેષ્ઠ જરથોસ્તી નીતિ વચન તથા અશોઇને લગતાં સિદ્ધાંતોનું શિક્ષણ આપતા રહે છે, એ ખરેખર ખુશી થવા જોગ છે, અને મી૦ હરમીસ પોતાની એવી કોશેશો ચાલુ રાખતા રહે અને, ખુદા એ કામમાં તેવણને મદદ કરે એવી દુઆ સાથે આ ચોપડીને, હમદીનો તેની અંદરના અસલ જરથોસ્તી વિચારોને ખાતર વાજબી ઉત્તેજન આપશે એવી આશા રાખવામાં આવે છે.

૧૦૮, ચંદનવાડી, મુંબઇ. ફીરોજ શાપુરજી મસાની.

# પ્રથમ પ્રકાશ.

પ્રિય વાંચનાર ! અહુરાના, યાને ખુદાના ભાન સાથ એકતાન થવા માટે અનેક માર્ગો જાણીતા છે, જેમાં હઠ મારગ—યાને બદનને કષ્ટ દેવાનો, ભક્તિ માર્ગ (યાને બંદગી કરવાનો), અને સત માર્ગ (યાને સાચુંજ બોલી વર્તવાનો) એવા ઇત્યાદી માર્ગો છે. પણ તે ઉપરાંત બીજો માર્ગ, તે જ્ઞાનમારગ છે. જ્ઞાન મેળવી આત્માને રોશન કરવાનો જ્ઞાન માર્ગ મનને મોજ આપે છે, તેવી મોજ બીજાથી મલતી નથી. સારૂં વાંચન, વિવેક વાણીથી ભરપુર વાંચન, નીતિની રીત શિખાડતું વાંચન આખેર સુધી જળવાશે. જેમ મનને મથન કરી રાખવાથી, ખાશ, હોંશ પર કઠણ થઇ ગએલું હૈડું, ધીમે ધીમે નરમ પડાહ. મન જ્યારે બધી મોજથી થાકશે ત્યારેજ તે જ્ઞાન માર્ગમાં સુખ જોશે. જે માર્ગ ઉપરનું વાંચન વાંચતાં, સઘળા મહાન નરનારીઓ જાણે ત્હારી ખીદમતમાં હાજર રહેવા હોંશ આપતાં હોય તેમ દેખાશે, તેઓ ત્હારા હંમેશના સાથીઓ હતાં તે પ્રિય વાંચનાર તું ત્યારેજ જાણશે કે જ્યારે ત્હારૂં મન સુખ ભાવથી ભરપુર ભરેલા ભાવનું વાંચન વાંચવા કોશેશ કરશે. જેઓએ વાંચનમાં સુખ મેલવ્યું તેઓએ જાણે અહુરાની યાને ઇશવરનીજ પ્રતિમાં જોઇ. પણ તે વાંચન ઉંચ જાતનું ઉંચ હુનર કળાનું, ઉંચ કવેતનું, ઉંચ ખ્યાલ આપતાં ભક્તિભાવના બિંદુંજ હોવું જોઇએ. જેમાં ધર્મ રસ કુદરતનો કસ ઉંચ કાર્ય માટેના જેહમતના જશનો રશ દેતો ખ્યાલ મલતો હોય. એવી ઉમેદ સાથે મ્હારૂં આ છઠ્ઠું પુસ્તક દાદારનું દાસ્તાન યાને અહુરમઝદના એકસો એક નામની તકસાલ, વાંચનાર પ્રિય ભાઈ બહેનો તમો સમક્ષ રજુ કરૂં છું. (જેના અર્થો શોધી આપનાર મ્હારા પ્રિય મિત્ર ફીરોજશા મસાનીનો ઉપકાર માનું છું) જે સહવારની ફુરસદે મુનાજાત યા માલકોશ યા બપોરના ફુરસદ સમયે પીલું મા—યા રાત્રીના સમયમાં કાહાનદામાં ગાઇ શકાય એમ છે. તે વાંચી આનંદ થાય તો તે આનંદ ત્હારોજ છે કારણ કે અહુરાનાજ ભાન તરફ ત્હારૂ મન અને બદન તેના સર્વે મનુઓ સાથ તે માહા પિતાને યાદ કરતા હોવા જોઇએ ત્યારેજ તુંને સુખ થાયે છે—સદા ગાતા રહો ! તે દાદારના દાસ્તાનની યાદ—તો જાણજો કે તેનો આખેર અંજામ જ્યાં જોશો ત્યાં તે જીંદગાની શાદમાન, અને આબાદ છે—

જ્ઞાનમાર્ગજ ધર્મ ઉપર ધ્યાન, મનુષ્ય પર માયા, ન્યાય પર નિયમ, દુશમન પર રહેમ, સંસાર પર શાન્તિ, રંકપર રહેમદીલી રાવતાં શિખવે છે.

બીજી આવૃત્તિમાં છપાયલું આ પુસ્તક સુધારા વધારા સાથે, ઓગનીસમું, તેમજ ઝવાહીરે જરાથુસ્ત્રા (સીરીઝ) હારમાળા બીજું થયું છે, જે હિત અને નમન સાથ જરથોસ્તી કોમની સેવામાં ધરૂં છું—

કર્તા—**હરમીસ.**



# "પાક અહુરમઝદ" તુંને મ્હારૂં નમન !

## દાદારનું દાસ્તાન.

ઓ મહાબાપ ! ઓ પ્યારા પિતા ! ઓ તાજના તાજ ! ઓ આલામાં આલા ! ઓ જ્ઞાની મહાજ્ઞાની ! ત્હારી સ્યાનીની હું કેવી રીતે તારીફ ગણી શકીશ ? ત્હારી અનહદ બક્ષેસોની હું કેવી રીતે ગણતી ગણી શકીશ ? ઓ રેહમીલા રહેમાન, ત્હારા અગણિત કાર્યોનો ખ્યાલ, હું કેમ કરી આપીશ ? જીવનથી મરણ સુધીના રક્ષણહાર માહા બાપ, ત્હારા ગુણ ગાવા મ્હારી શકિતજ ક્યાં છે ? ઓ દયાળુ દાદાર, ઓ મ્હાબળ પિતા, તુંથી કોઇનેબી હું બળવાન નહિ જાણું, નહિજ માનું. તું અવ્વલથી આખેર સુધીનો જીવાડનાર, મારનાર, તારનાર, છે અને રહેશે. માફ કર ઓ રહેમીલા રહેમના કરનાર કિરતાર, મ્હારી ભુલોને ! માફ કર, ઓ જોરેમંદ તુરેમંદ, મ્હારી અજ્ઞાનતાને ! અને સદાની શાન્તિ માટે, તું હરહાલ મદદ આપ ! એજ આમીન !

### " અહુરમાં અમારી આશા. "

સદા તુંજ રહાથ—સદા તુંજ સાથ, વહે સર્વે સ્થાને—સબળ તુંજ હાથ !  
રહી એજ આશા—રહી એ ઉમેદ, ખોલે તું મ્હારો—મનો રંગ ભેદ !  
નમું ને નમું—રોજ દીન રાત, ટળી જાય જંખી—મુજ હોય ઘાત !  
અવ્વલ ને આખેર—તુંજ અને તુંજ, આપશકિત "અહુરા"—શુધ્ધ રહે મુજ !

### પાક અહુરા મઝદાના ૧૦૧ પાક પવિત્ર નામોને હું આરાધું છું.

મોનાજાત–યા—માલકોશ ત્રીતાલ.

"યજદ" નામ ત્હારૂં, આરાધું હું,  
આરાધીને ખુશ હું બહુ રહું.  
વળી નામ બીજું જે "હરવેસ્પે તવાન"  
મુખપર લેતાંજ, ખુશ રહે છે જાન.  
આપે તે યાદી કે "તે શકિતમાન,  
જગની પેદાયશનો તે જીવજાન"  
"હવરેસ્પ–આગાહ" જે ત્રીજું ખરૂં  
તેમાં, ને તેમાંજ, મનરે ભરૂં.

ભર્યા છે તેમાંજ "જ્ઞાની ભરમ"
બોલે છે, તે મ્હારા "મનનું કરમ."
ચોહું જે જાણું, તે "હુરવેરુપ-ખુદા"
સમજણ દીધી કે "ના કોઇ જુદા"
સર્વેનો તે અને તેજ એક બાપ
કોઇ અરે નહી ખાશો રે થાપ!
"અબ્બદહુ" તો આપે છે એવો હીસાબ
કશી પણ શરૂઆત વિનાનો "બાપ."
છઠું જે જાણું તે "અબી-અંજામ"
ન તેનો છેડો ન આખેર અંજામ.
"બુને-રતીહુ" ને જાણી લેજોરે યાર
ગેતીનો મૂળ છે તે પરવરદીગાર.
"ક્રાતમન-તેહુ" માં છે એવી તો આશ
સર્વેના છેડો છે તેનીજ પાસ.
"જમગ" માં ભરેલો દરજ્જો ભલો
જાણીજ લેવા, એ સર્વે મળો!
"પરજતરહુ" છે યારો, સૌથી સરસ
ન તેના આગળ, સરસ કોઇ રસ.
ખરે "તુમ-અફ્રોક" તો ખાલેસ છે
એથી બીજા કોણ સાલેસ છે?
કદી કોણ પોહોચે "અબરવદ" પાસ
અલગ તે બધાથી રહયો છેજ ખાસ.
"પરવંદા" એ ફેલાવ્યો જગપર હાથ
સંબંધ રાખીને દીધો છે સાથ.
"અન-અઇયાફ્હુ" છે, તેનું રે નામ
ભર્યા છે જેમાંરે બેહદ દમામ.
ખુબી ન જાણેરે ફીલસુફ તમામ
એવો ખરો તે ખરો નેકનામ.
"હુમ અઇય ફ્હુ" માં જે ખુબી ભરી
બધાની, જ વાતો, તે જાણું ખરી.
"આદરો" નેક અને રાસ્ત દોસ્ત છે
ભરપુર તેમાં રે નેક હોશ છે.

"ગીરા" તો ખલકતે, રાખે નિગાહ
ચક્ષુ હઝારો, ફરે જાબજા.
"અ–ચેમ" નો રે ભેદ કોઇ જાણે નહિ
સબબ સાથ કારણ, ખ્યાલે નહિ.
"ચમના" તો છે એક મોટોજ "રબ"
સબબોનો આપે છે, તે તો સબબ.
"સફના" તો વૃદ્ધિનો કરનાર છે
નેકી ને ખુશીનો ભરનાર છે.
"અફ્જા" તમોને તો વૃદ્ધિ દીયે
તેને જે ચાહે તે અમૃત પીયે.
"નાશા" તો કરતો છે રાસ્તી અમલ
સ્વચ્છ, ન્યાય દેતો છે તે પળપળ.
"પરવરા" પાળે છે જીવજંતને,
અમલે ધરો તમ બહુજ ખંતને!
"ઇયાનહુ" અનુપ, જંતન જોનાર છે
તેજ કુલ પાપોને ધોનાર છે.
હંમેશા કરો તેની તમ આરજુ!
પામો તમો તેથી નેક ઓપતગી.
તરેહવાર કાંઇ "આઇન આએનહુ" ન જાણ
હમેશ જીવન તેમાંજ માન!
"અન-અઇનહુ" પોતે કરે છે રે કામ
આકારનું ત્યાં નથી કાંઇ નામ.
"ખોરશીદ—તૂમ" તો સદા છે અચલ
દૃઢતાઇમાં પુરે તેની છે કળ.
"મિનો તૂમ" તો સૌથી અણદીઠ છે
સર્વમાં ભમતું રે તે ચિત્ત છે.
"વાસ્ના" છે બન્ને જહાન સરફરાજ
રજ રજમાં તેનું છે તાજ રાજ.
હસ્તીનો રાખનારો "હરવસ્તૂમ"
બન્ને આ જહાંનો છે, તે વિન સુમ
"હું–સેપાસ" ની જે સ્તુતિ કરે
ચરણો સઊ કોઇ તેના ધરે.

"હુર અમીદ" કરશે ઉમેદોને પુર
ભલો તે ખ્વાસ સૌને આપે છે નૂર.
"હુર—નેક—ફરેહ" છે ઝલકનો પુરો
તમામ કુલ આલમનો, છે તે નુરો.
"બેશ—તરના" ટાલે બધા દુખ દરદ
મદદ તેની ન હોય સઘળું છે રદ
"તરોનીશ" ની ખુબી અાર કાંઇ છે
આફતો ને તે તો ટાળીબી દે.
"અન—અઓશક" ફરોહરને બેમર્ગ કરેછ
અનતકાળ ટક, તે તો જીવતું ફરેછ.
"ફરશક" હરેક વાતોમાં યશ ધરે
યશ સાથ હર કામે બક્ષીશ ભરે.
ખુબીથી "પજો હદ હદ" જાહેર થયો
નેકીની ખસલતે હાજેર રહયો.
"ખ્વાફર" હમેશાજ મહેરબાન છે
દાનસાફ પર ધ્યાન એક શાન છે.
"અફ્રશીઆઓઆ" ની બક્ષેસ બહુ
"બક્ષવાબી કહે છે" એમ હુ કહુ.
"અવરજા" કરે છે સખાવત ઘણી
રંક યા તો ઝરદાર, હો, જો, ધણી.
"અ-સતોહ" ની સ્તુતિનો કઇ પાર છે
આજેજ વિના તે બેપાર છે.
"રઓહ" હમેશાં બેપરવાહ ફરે
ખુશી, હમેશાં તમોને ધરે.
"વરૂન" ટાલી દેશે રે ભયભીત સમો
તેના પરિતાપે તમરે જમો.
"અ-ફરેફહ માં જોશો કદી ન ફરેબ
હરદમ હૃદયમાં તે આપે છે જેબ.
"બે=ફરેફહ" ને કોઇ ઠગશે જરૂર.
તેનું તરતમાંજ ભાંગે ગરૂર.

" અ-દુઇ " ફરીયાદ સમજે ખરો
દેવાને ઉભો છે, ન્યાયજ, ખડો.
" કાંમ-રદ " મુરાદો તો રાખે બધી
ફળશે રે ગેતીએ સુંદર કળી.
કરે છે, " ફરમાન કામ, " કામ મરજીનું
ટાળે છે, સંકટ હોય ગરજીનું.
" આએખ-તન, " તનહાને પાર પાર છે
જગે જે મળ્યો, તે આ સાર છે.
કદી " અ-ફરેમોશ " ભુલતો નથી
યાદીએ હરદમ છે ફરતી ગતી.
" હુમારના " કરે છે સઘળાંનો તોલ
જેવું જે ચાહે છે આપે તે મોલ.
" સનાએઆ " પિછાણે છે ખુબી ખરી
લાયાકત, તે જુવે જ્યાં હોય ભરી.
" અ-તર્શ " તો કદી કો'થી બીહતો નથી
દહેશત વિનાની તે રાખે ગતી.
" અ-બીશ " ને નથી કાંઇ આજાર દુખ
તરસ તેની છે ના—નથી તેને ભુખ.
બુલંદ નેમ રાખે છે " અફ્રાજદુમ "
બુલંદીની આગળ, અક્કલ છે ગુમ.
" હુમ ચુન " હમેશ એક શાન છે
બુલંદ તેની રાહો ને નિશાન છે
" બીના-સ્તીહુ-ગ " છે અણદીઠ બાપ
માંગો સદા, " ઓ બાપ ! દાદ આપ ! "
બિનોઇનોજ દેનારો " અ-બીનો-ગર "
ઝુંકાવો ! ઝુંકાવો ! રે તે પાસ સર !
બિનોઇમાંજ રહેલો છે " બીનો નહુબ "
જગમાં ભરેલાં છે કામો અજબ !
" આદર-આદ-ગર " એક પળમાં ખરે
આતષને બદલી હવા કરે.

" **આદર-નમ-ગર** " માં છે એવી સુરત
કે અતપની પાણીમાં બદલે સુરત
હવાને તે બદલીને આતશ કરે
ચમતકાર, વાહ ! "**બાદ-આદર-ગર**" ધરે.
હવાને ફેરાવે તે પાણીમાં ઝટ
" **બાડ-નમ-ગર** " માં છે એવું રે સત.
વળી " **બાદ-ગેલ-ગર** " હજી શું કરે ?
હવાને તે માટીમાં ફેરવે ખરે.
વળી તે હવાની ગીરદ બી કરે
" **બાદ-ગેરદ-તુમ** " માં એ યુકિત ખરે
" **આદર-કીબનોત-તુમ** " અજબ એક છે
કે આતશને ફેરવી ઝવાહીર કરે.
" **બાદ-ગર-જાએ** " એ હર હર તરાહ
ફરતી ધરી છે રે આબો હવા.
વિશાળ જગમાં જોશે પાણીનો પુર
" **આબ-તુમ** " એ કર્યો અતિ ભરપૂર.
ખાકને પળકમાં તે અગ્નિ કરે
" **ગેલ-આદર-ગર** " એ બાજી ધરે.
" **ગેલ-વાદ ગર** " માંબી એવી ખુબી
ખાકને બનાવે પવન-તાજુબી !
ખાક માંહેથી પાણી કાઢે બી તે
" ગેલ-**નમ**-ગર " નામ કહેવા તું દે !
કવિનો કવિ, ને કારીગર બી તે
" ગર-ગર " નું નામ ગાવા રે દે !
"ગર ઓગર"-"ગર-આ ગર" બે પાર છે.
ચાલાક, દાનાવ, હુશિયાર છે.
વળી ગાહા ચાલાક, " **ગર-આ-ગર-ગર** "
નમાવો બદન ને નમાવો રે સર.
ચિતારો, બી તે, ને હુનરમંદ તેજ
" **અગર-આ-ગર** " નું ચલકે છે " **તેજ** "

જ્ઞાની ને શાની બી તેમાં ભર્યા
"અગર-આં-ગર-ગર" માં પુ નર ભરી
ખરો છે--"અ-શુઆંન" બેશક ખુદા
હજારો ને નામો હજારો જુદા.
નથા "અ-જમાન" નો જમાના અરે
આખેર ને અવ્વલ તે છે ખરે !
સદા ઉંઘ વગરનો "અ-ખુઆન" છે
રાત સાથ દીન તેને પ-શાન છે.
સદા રહે છે "આમરત" સદા હુશિયાર
સદા દાદ માટે, સદાનો ત યાર.
"ફરશુતના," તમારો સદા પાસબાન
લેવો તેથા, વૃદ્ધિ, ઇજ્જત સાથ માન.
વળી "પદમાની" તો નામે નિજાન
તેની નજરમાં છે સરખા રે "જાન."
"ફારોજગર" ફતેહમંદીનો બક્ષનાર
પાળે છે, પાળીને તે રક્ષનાર !
"ખુદાવંદ" ખલકતનો પરવરદગાર
સદા તે ખુબીનો ભરેલોજ યાર.
"અહુર-મજદ" તો માલેક નીજ છે
દાના ને શાની ને જ્ઞાનીજ છે.
"અબરીન-કોહુન-તમામ" તો સૌથી સરસ
જાગવે અસલ્યાત સાથે તે રસ.
નવિન જે પેદાયશ બનાવે તમામ
કામેલ તેમાં "અબરીન-નો-તવાન."
"વરૂપાન" ચિજોને પોહોંચી વળે
હમેશાં બનાવે, તે ન્યારી કળે.
"વરૂપાર"—બેપાર પોહોંચીજ જાય
આપીન સૌને તે રાજીજ થાય.
ખુદાવંદ-"ખાવર" સદા મહેરબાન
તેનાથી ભરાશો તમારો દમામ
"અહુ" માંજ હસ્તીને માનો તમે !
સદા તથી સુખી ને ખુશી તમે.

માફી તો દે છે તુરત " અચ્ચશીદાર "
તેથીજ પામો કરારો—કરાર !
" દા દા ર "—ઇન્સાફથી સૌ જુવે
ન્યાય તે દે, જેથી કો ન રુવે.
" રયોમંદ " ઝલકતો ને પુર નુર છે.
હઝારો નુર તેનું એક નર છે.
" ખોરેહોમંદમાં " ભર્યું ભારી ખુરેહ
ઝલકતું સદા તે હઝારો નુરે.
" દાવર " તો રાસ્તીનો ચાહનાર છે
સુદા સુખ તેથી તું પાદા ાર છે.
સવાબોનો સાહેબ છે " કેરફેગર "
તેની તરફ ત્હારૂં મુખ શીર ધર !
" બોખ્તાર " સદા દેશે છુટકારબી
દાદ તેથી ચાહશે જો રંક રાયબી.
" ફ્રશા ગર " તો ઉરવાનને વૃદ્ધિ કરે
ખિલવીને તેમાં બુદ્ધિ ભરે.

... ... ... ...

અરે નર, નારીઓ નેક નામદાર !
તમારોજ " અહુરા " રહે બસ યાર !
નમાઝોને અરને, અહુરને ભજો !
સદા તમના બારે, ખુશાલી થજો !
સદા સૌને બારે સદા રહે સુખ
" અહુરાની દીન " નું રહે હસ્તું મુખ !
સાચ્ચા ને નેકીમા નામવર થજો !
" હરમીસ " ચાહે કે " અહુરને ભજો ! "

દાદારની યાદી, તે નિતિ નિશાણુ છે. દાદારને નમન, તે ધર્મપર ધ્યાન છે. દાદારની બીક, તે સચ્ચાઇ યકીન છે. દાદારની દાદ, તે સત્રપર મયા છે. દાદારનું બાન, તે પ્રિતનું પ્રમાણુ છે. દાદારની ખુશી, તે બીજાનું ભલું છે—સદા તેને યાદ કરો, પિતા, માતા, ભાઇ બહેન, સગા સ્નેહી અને સઘળા, તેથી આબાદ થશે !

" ફરી ફરતા ત્રીસ રોજની તમને ભલી દુવા."

દીન ત્હારી, "અહુરા"ની છે એમ કહે,
ચાહવો કે "બહુમન" અકકલ દે,
અરદીબેસત ઉમત તુંને દે.
"શાહરેવર"થી મીનોઇ દોલત તું લે,
નર્મી ને ઉચ મન "સપેનદાર" દે,
સદા તુંજ ઘરમા ખુશાલ રહે!
"ખોરદાદ" તનને આબાદ કરે,
વસંતનો બાહાર "અમેરદાદ" ધરે.
આનંદ, દીન રાત "દેપાદર" ભરે,
"આદર" રથેસ્તાર તું પાસ ફરે.
"આવાં" તુજ ખેરેહ ને ખીલતું કરે,
સદા તુંજ ઘરમાં ખુશાલ ફરે!
રોશની ભલી નેક "ખોરશેદ" ધરે.
"મોહોર" ત્હારી વૃદ્ધી ને બળવાન કરે,
"તાર"ની દુવાથી અષોઇ માગે ધરે.
"ગોશ ત્હારી જીંદગી ફતેહમંદ કરે,
"દપમહેર" સાચ્ચી પરસતીશ ધરે.
સદા તુજ ઘરમા ખુશાલ ફરે!
"મેહેર" તુંજ મનને અતિ તેજ કરે.
"સરોષ" તુંજ રવાનનો પાસમાં કરે,
"રસને તુંજ હાથ રાસ્તી ધરે.
ઇજશની "ફરવરદીનની" કરતો ફરે,
શત્રુ પરાજય, તો "બાહેરાંમ" કરે.
સદા તુંજ ઘરમાં ખુશાલ ફરે!
"રાંમ" ત્હારી હસ્તીને જોસવંત કર!
"ગોવાદ," લડતા શુરપુર ભરે,
"દેપદીન" દાનેશ ને દાનાવ કરે.
ચોનવદની ચીંતા "દીન" દુર કરે,

"અરસીસંગ" ન તંગી ધરે.
સદા તું જ ઘરમાં ખુશાલ ફરે !
બહેસ્ત તરફ "આસતાદ" સુખને ધરે.
ચસ્મોમાં "આસમાન" રોશની ભરે !
બુલંદ બળ નેરા "જમીયાદ" ભરે !
"મારેસપંદ ઇલમની અમલ્યાત ધરે,
અહુરાની યાદી "અનેરામ" ભરે.
અહુરાની યાદ સદા તું ફેરે
ગાદ્ય લે તેને તું ખુશાલ ફેરે
મુબારક આ સાલથી ખુશહાલ ઠરે !

આમીન ! આમીન ! આમીન !




## ગોળવાલા ફૉર્ટ ટયુશન કલાસ

મેત્રીક કલાસનું છેલ્લું પરીણાંમ ૮૩ ટકા આવ્યું છે. દરેક સ્ટેનડર્ડનું સવાર-સાંજ ખાનગી શીક્ષણ.-બધી આબદોનો બોજો નહીં ઉપાડી શકનારને ફક્ત જરૂર જોગું અંગ્રેજી અને હીસાબી ગ્યાન—સંગીતનાં શૉખીનો માટે મેસર્સ હરમીસ, રૂસી બેસાન્યા તથા શીરે ઝ કાપડયાનાં હાથ હેઠળ મ્યુઝીક કલાસ.

કેળવણી ખાતાંનાં વડાઓના અને જાણીતાં આસામીઓનાં મળેલાં ઉંચાં મતો વાંચવાં.—મૅત્રીકના અને બીજા વિદ્યાર્થીઓને ખાસ ઑનર્સ ગ્રેજ્યુએટોનું સ્પેશ્યાલીસ્ટોનું અને પ્રીન્સીપલનું અંગત શીક્ષણ. દાખલ થવા માટે લખો યા મળો—

**એરચ રૂ. ગોળવાલા.**

પ્રીન્સીપાલ તથા માલેક.

ફોર્ટ, બુંબાખાના સાંમે.




## કિરતાગનું કિર્તન.—કલ્યાણ ત્રીતાલ.

ભજો ભજો મનથી—અહુર નામ—જેથી થાય સર્વ સુફળ કામ
સાચી જાણી લ્યો—ઉત્તમ દેહ નિત આશે—મૂળધરોત્યાં જાન હામ=
કાળ વ્યર્થ ના જાવા દયો—વાર વાર સુખ રૂપ નહીં આવે
સુમરનનુ ફરમાન પાળી—ગયા દિન નહી પાછા પામે
સુધ્ધ સમજમાં ધ્યાન ધરો—તન મનથી ચિત્ત, હિત સાથ લ્યો
કામ અપાર છે, જાણ, અજાણ્યુ !=ભજો

## અહુરને નમન—શુધ્ધ કલ્યાણ—દાદરો.

હર નમનમાં—હર ગણુણમાં—અહુર નામ ગાવરે—
સરોષ સાથ સાથે—ઉંચ સ્થાન જાવરે—હર
બહેમન ગ્ન નમાં—મન ફગવારે—આતષ પ્રિતધર—
દિન ભાવ લાવરે—હર
ખુરશેદ નેક હોંશ—દિલસુખ આપશે—મહેર દુખ કાપશે—
ચિત્ત સુખ થાયરે—હર
બેહેરાંમ નેક દોસ્ત—બળ નિત આપશે—હુમત રાખ મન—
અહુર ખુશ થાયરે—હર

અહુરની મ્હાન્તા=માંડ—

હર ખ્યાલમા—હર કાળમાં—આનંદ દેવા હાલસો!
હાલશો, ચાલશો—દુખ કષ્ટ વિપત ટાળશો=હર
એ અહુર પતીના ભાનથી—રખો દીલમા સ્નેહ
વેર કપતને બાળશો—ના ખોટાં ગુન લે,
રહી આશમાં—સુ સાંસમા—સ્નેહ સંપ સેવા ભાલશો=હર
એ અહુર વિના, નવ એક તું—પામે ચોખ્ખું ચિત્ત
હિત પ્રિતના પાસમા—અહુરા નામ તું જપત—
રહી ભાલમાં—સુ હાલમાં—પ્રિતે અહુરને ખ્યાલશો=હર

## મહેનત વિન ફળ નહીં—ભેરવી.

બયેઠ કર, કયું રો રહા—તેરા દુખ ના કતાયગા!
ગયેર રંજ તું ભલા—ના નસાબા લાયગા=બયેઠ

અહુર તેરી આશ હય—આશ પર એ સાંસ હય
સાંસમે જો ગમ હો—દમ કહાં નિભાયગા=અયેઠ

તન મન ધન ધરે—અહુર દીલ લુમા રહો
દીલરૂબા એ અહુર હય—તું બંદગીસે પાયગા=અયેઠ

દીલરૂબા જો સાથ હય—ધર્મ નેકી પાસ રખ
જાન તક, વાહ હસમ—એ, દીલરૂબા કો ગાયગાં=અયેઠ

કીસમતસે—લરકે=તર્જ.

ધર્મે તમે ભાવ દઇ—પાર તમ થજો
ધર્મે અહુર સાર લઇ—દવારમાં જજો=ધર્મે

ધર્મ તમને ટાળશે—ગેતી હાલથી—બદતાલથી
મઝદાના ભાનવી—યાદમાં ભજો=ધર્મે

ધર્મ વિન આ દેહ—કેવળ કબુદ્ધ—ખોટી એ સુબ્ધ
મીનોઇ મથ કાજ સ્વાર્થ ને તજો=ધર્મે

આતષ આબ, ને ખુરશીદ માહા—હર કુળ જગા
ગાવો, તે સ્પીતમાની સ્થાનને સજો=ધર્મે

"પ્રભુની પ્રભા"—મિશ્ર-રાગ-લાવણી તાલ.

ન્યારી તોરી રચના બનાઇ—પ્યારી એ અહુરઆલા-ભારી તોરી
આલા બના, તું આલા—ભારી તોરી=ન્યારી

ઓહોરી, તોરી સ્થાન ભરીરી—તેરા હય દરજ્જા રૂપાળા=અહુરા !
સોનેરી જાલ વાહ-કયસા—મલાલ વાહ-
રોશન રહા—એ માલા=ભારી તોરી

રંગીલા-રંસીલા—મયને માપ લીયા અહુરા-
એ તેરા સિંગાર—મેરી નયનોસે, એ સબ પ્યાલા=ભારી

બંદગીની બુલંદી પીલુ.

ભજન ધરભાઇ-ખુદ અષોઇ સાથ-સમાવી= ભજન
તમ સ્તોત, અહુરના પુરાં પઢો-લખ લંપટ લોભ લાલચથી લઢો=
ભરો ધરમની દાનાઇ = ભજન

પાક વચનમાં માનતું-ભેદ ખરો દીન જાણુ
ધર્મ સંપટ લાવશે-મઝદા મહજબ માન=
કરો ખ્યાલ મીનોઇનો તમ બાઇ-તમ અહુરા દેશે સુખ છાંઈ
ખરી રીતીમાં સચ્ચાઈ=ભજન.

મનુષ્ય ધર ભાઇ ધર્મનું-બાણુ સાચનું કર
બાજીગર તું બનજે-અહુર નામ પર મર
તુંને આખર જનઉ છે બાઇ-કોઇ સાથ આવે, નહીં કાંઇ
એવી સહાદત જગ છાંઇ=ભજન

કાળ સંભાળ !—આશાવરી.

એ ઘડી વહી જાતી, મોહ, ન લાવો, આસ સત દિપાવો
અહુર શરણુ થાવો-દાદ પામો-કાં લજાવો=એ
નિર્થક મનમે ક્રોધ ન લાવો-વિષારી હાડ ના બનાવો
અહુર ચરણુ પર આજ ધાવો-મીનોઇ મથ અંત દીપાવો=એ

અહુરાને પોહોચવાની નીશાણુ. ભેરવી. દાદરો

કર અહુરને નમન ! મનરે, ધીરે !=કર અહુરને
આતષ પાણી-તેની શાની-ખોરશેદ માહે-રોશની જાણી
ભાન રાખીને ગણુરે=અહુરને
ગાવો ગુણી-તેને સઉમાં-લજ્જા લાજે તેને સૌમા
તેજ મન, તેજ તન-ભણુરે=અહુરને

**અહુરની આશામાં માન અને જાન છે.**

મ્હારા અહુરની, આશ ધરૂ મન-આશ ધરૂ મન, બહેમન પરમન
દીધો તેને-ગેતીમા હીરો-છે જરથુસ્ત્રા, પીદા આ, તન ધન=મ્હારા
આતષમા તેને દીન દીપાવી-મીનો સાથે-કીધા ગણુ ગણુ=મ્હારા
નામ લેતાં-ઉમંગ ઉછળે-મ્હારૂ મન તન, ધન, ત્યા અર્પણુ=મ્હારા
મઝદાનો આ મહજબ મોટો-બળતો રાખો હમદીન સુજ્જન=મ્હારા

***God Save the King.***

# તમારી સેવામાં હાજર.

---

**આરતીસ વર્ષની વીશવાસ પામેલી. પુરાણી પારસી પહેડી ખુદ જાતે જઇને ચોખ્ખું સુગંધીદાર મલબારી સુખડ ખરીદી લાવનાર વેપારી.**

આતસના પવીત્ર કેબલા ઉપર ચોખ્ખું ખુશબોદાર સુખડ બાલવું હોય તો, એકવાર અમારે ત્યાંથી ખરીદી કરીને અજમાયશ કરી જોવી.

સંખ્યાબંધ વેપારીઓ તેમજ આખાં હીંદુસ્તાનનાં ધણાક **પારસી ધરમ ખાતાઓ** તથા **અગીઆરી** અને **દરેમેહેરોને** અમો સુખડ **પુરૂ** પાડીએ છીએ, એજ અમારા માલની જામીનગીરી છે.

**અરદેશર કા. ભરૂચાની કુ૦**
૨૦૨ હોરાબજાર કોટ મુંબઇ.
ટેલીફોન નંબર ૪૮૦૧.

તારનું સરનામું
Sandaldepo
BOMBAY.

# THE PREMIER SHARE AGENCY

**BROKERS, JOBBERS**

AND

**Advising Counsels,**

IN

ALL KINDS OF SHARE

AND

**GOVERNMENT PAPERS**

NEW MOOS BUILDINGS, TRAM TERMINUS, GRANT ROAD,

**BOMBAY.**

